ગામોમાં એ "વનલક્ષ્મી"ના નામથીજ ઓળખાતી.

એક દિવસ ત્યાં આગળ એક વૃદ્ધ બ્રાહ્મણ આવ્યો અને બાળક જટિલને રમતો જોઇને પૂછવા લાગ્યો: "બેટા ! વનલક્ષ્મીનો આશ્રમ કયાં છે ?" જટિલ ઘણો આદર કરીને એને માતાની પાસે લઇ ગયો. કલ્યાણીએ અતિથિ બ્રાહ્મણને બેસવા સારૂ કુશાસન બિછાવી આપ્યું. વૃદ્ધ બેઠો. માતા અને પુત્રે ભક્તિ-પૂર્વક એને પ્રણામ કર્યા. વૃદ્ધે આશીર્વાદ આપ્યો: "બેટા વન-લક્ષ્મિ ! હું ચારે તરફથી તારા અતિથિસત્કારનાં વખાણ સાંભળતો આવ્યો છું. આજ આ રસ્તે જઇ રહ્યો હતો ત્યારે મનમાં વિચાર ઊપજ્યો કે ચાલ વનલક્ષ્મીનો આશ્રમ જોઇ આવું. એટલા માટે આજે અહીં આવ્યો છું."

વનલક્ષ્મીએ તેને આગ્રહ કર્યો કે, "મહારાજ ! અમારાં મોટાં ભાગ્ય કે આપે અત્રે પધારી મારી કુટીરને પાવન કરી. આજ તો કૃપા કરી અહીંજ રહી જાઓ." વૃદ્ધે હા પાડી. જટિલ ચુપચાપ પાસે ઊભો હતો. વૃદ્ધ એને ખોળામાં લઇને રમાડવા લાગ્યો. વૃદ્ધે કલ્યાણીને પૂછ્યું: "વનલક્ષ્મિ, આ તમારો છોકરો છે ?" કલ્યાણીએ નમ્રતાપૂર્વક કહ્યું: "હા મહારાજ, આપનો પ્રસાદ છે." આ પ્રમાણે નાના પ્રકારની વાતચીત કરીને વૃદ્ધ સ્નાન કરવા ગયો.

એટલી વારમાં કલ્યાણીએ કુટીરના મંદિરમાં બ્રાહ્મણને સારૂ પૂજાની સામગ્રી તૈયાર કરી. ગંગાજળ, ગંધ, પુષ્પ, તુલસી, દુર્વા, અપરાજિતા, પુષ્પ વગેરે થાળીમાં ગોઠવી દીધાં. ધૂપદાનમાં ધૂપ સળગાવ્યો. ઘીનો દીવો કર્યો. સુગંધથી કુટીર મહેકી રહી.

સ્નાન કરીને વૃદ્ધ પૂજાના આસન ઉપર બેઠો. ઇષ્ટદેવનું સ્મરણ અને પૂજન કરવા સારૂ પોતાને જોઇતી બધી વસ્તુઓ આવી સરસ રીતે કલ્યાણીએ તૈયાર રાખી હતી, એ જોઇને વૃદ્ધ ઘણો સંતુષ્ટ થયો અને માતા તથા પુત્રને ઘણોજ આશીર્વાદ આપ્યો તથા 'અપરાજિતા' સ્તોત્રનો પાઠ તેમને સંભળાવ્યો. એ સ્તોત્રનો પાઠ કરતાં બ્રાહ્મણના ચક્ષુમાંથી જળધારા વહેતી હતી. કલ્યાણી એકીટશે તેની તરફ જોઇ રહી હતી. એની ભક્તિ જોઈને એનું હૃદય પ્રફુલ્લિત થયું.

પૂજા સમાપ્ત થયા પછી વૃદ્ધે અપરાજિતા-રક્ષાકવચ બાળક

જટિલના ગળામાં બાંધી દીધું અને આશીર્વાદ આપ્યો કે, "આ બાળક જ્યાં જશે ત્યાં વિજય પ્રાપ્ત કરશે !"

વાતચીતમાં વૃદ્ધે જટિલના અભ્યાસ વિષે પણ પૂછ્યું અને એના વિદ્યાભ્યાસનો રીતસર આરંભ નથી થયો એવું જાણવામાં આવતાં સૂચના કરી કે, "સામેના ગામમાં વિશ્વરૂપ મિશ્રની નિશાળ છે, ત્યાં છોકરાને મૂકી આવજે. ત્યાં આગળ પંડિતજી એને વ્યાકરણ, અલંકાર અને કાવ્ય ભણાવશે."

કલ્યાણીએ કહ્યું: "પણ જટિલ તો છેક બાળક છે. જંગલમાં થઇને ગુરુજીને ઘેર આવજા કેવી રીતે કરી શકશે ?"

બ્રાહ્મણે કહ્યું: "મેં એના ગળામાં જે માદળિયું બાંધ્યું છે તે એની રક્ષા કરશે. સાપ, વાઘ, ચોર, લૂંટારા–કોઈ તારા બાળકનો વાળ વાંકો નહિ કરી શકે. તું બેધડક રહેજે."

"જેવી આજ્ઞા" કહી કલ્યાણીએ બ્રાહ્મણની ચરણરજ માથે ચડાવી. બ્રાહ્મણ આશીર્વાદ આપીને વિદાય થયો.

બીજે દિવસે સવારેજ કલ્યાણી વનની સામે પાર જઈને જટિલને ગુરુજીને સોંપી આવી. પેલા વૃદ્ધે ગુરુજીને ભલામણ કરી હતી, એટલે એમણે ઘણી પ્રસન્નતાપૂર્વક એને ભણાવવાનું પોતાને માથે લીધું.

બાળકને શિક્ષણ આપવું એ માતપિતાનો એક મોટો કર્તવ્યભાર છે. એ ભાર હલકો થયાથી કલ્યાણી ઘણી પ્રસન્ન થઇ.

જટિલ સવારે વહેલો ઊઠતો. પાઠ કરી રહ્યા પછી, સ્નાન તથા ભોજન કરીને, સામે પાર ગુરુને ઘેર ભણવા જતો અને આખો દિવસ ત્યાં રહી, સાંજે માની પાસે આવતો.

એક દિવસ જટિલની નિશાળના છોકરાઓ એકબીજાને પૂછી રહ્યા હતા: "તારે કોણ કોણ છે ?" કોઈએ કહ્યું: "મારે મા છે, બાપ છે;" કોઇએ કહ્યું: "મારે આટલાં ભાઈબહેન છે" વગેરે. જટિલનો વારો આવ્યો ત્યારે એણે કહ્યું: "મારે એકલી માજ છે. બીજું કોઈ નથી." એ સાંભળી કામંદક નામના એક વિદ્યાર્થીને નવાઇ લાગી, કે એના ઘરમાં બીજો કોઇ પુરુષ નથી તો બજારમાંથી સીધું, શાક વગેરે લાવવાનું કામ કોણ કરતું હશે ? જરૂર એને બીજું કોઇ હશે, પણ ખબર નહિ હોય.

જટિલે કહ્યું: "ભાઇ ! મને તો ખબર નથી. મેં તો આજ

દિન સુધી બીજા કોઇને મારા ઘરમાં જોયો નથી, છતાં આજે માને પૂછીને કાલે તને કહીશ. ”

જટિલ ઘેર આવવા નીકળ્યો. રસ્તામાં તેને ઘણો ભય લાગી રહ્યો હતો, એવામાં એક વૃદ્ધ પુરુષ તેને મળ્યા. એ દયા આણીને જટિલને વનની બહાર મૂકી આવ્યા.

જટિલ માની પાસે પહોંચ્યો. એટલામાં સૂરજ આથમી ગયો હતો. કલ્યાણી એ વખતે ઘંટ વગાડીને સંધ્યા સમયની આરતી કરી રહી હતી. જટિલે પણ ઉમરા આગળ બેસીને ભગવાનની સ્તુતિ કરી. એ એનો રોજનો નિયમ હતો. ભગવાનની પ્રાર્થના કર્યા વગર કલ્યાણી એને ભોજન નહોતી આપતી. ઘરનાં બધાં કામથી પરવારીને કલ્યાણી પુત્ર સાથે વાતો કરવા બેઠી. જટિલે પૂછ્યું: “ આપણે બીજું કોઇ છે?” બાળકના આ નિર્દોષ પ્રશ્નનો હેતુ માતા સમજી શકી નહિ. એ ઉપરથી જટિલે કામંદક સાથે થયેલી પોતાની વાતચીત કહી સંભળાવી.

કલ્યાણીએ કહ્યું: “ બેટા ! આપણે બીજુ કોઈ નથી, કેવળ એક દીનબંધુ છે.”

જટિલે પૂછ્યું: “ મા ! દીનબંધુ મારા શા સગા થાય ? ”

કલ્યાણીઃ—બેટા ! એ તારા મોટાભાઇ થાય.

જટિલઃ—મા ! એ કયાં રહે છે ?

કલ્યાણીઃ—એ આ પૃથ્વીમાં બધી જગ્યાએ રહે છે.આકાશમાંયે રહે છે અને પાતાળમાંયે રહે છે; ફળ, ફૂલ, ઘર કે જંગલ બધે એનો વાસ છે. આ દુનિયામાં એવું કોઇ સ્થાન નથી કે જ્યાં એ ન રહેતો હોય.”

જટિલઃ—ત્યારે એ આપણી ઝૂંપડીમાંયે રહેતા હશે ને ?

કલ્યાણીઃ—હા ભાઇ, તે અહીં પણ છે.

જટિલઃ—ત્યારે આપણે એમને જોઇ કેમ નથી શકતાં ?

કલ્યાણીઃ—તેને જોવાનો ઇરાદો કર્યાથી એને મળી શકાતું નથી.એને જોવાને તો પ્રયત્ન કરવો પડે છે. આ ચામડાની આંખો વડે એને જોઈ શકાય નહિ. એને માટે તો દિવ્ય આંખો જોઇએ.

જટિલઃ—તમે એમને જોયા છે ?

કલ્યાણીઃ—ના, ભાઇ, મેં એને જોયો નથી. હું એને ઘણીએ

પોકારૂં છું, પણ એ દર્શન આપતોજ નથી; પણ હું જાણી શકું છું કે તે મારો પોકાર સાંભળીને આવે છે. સુખદુઃખમાં એ મારો સાથી છે. દુઃખથી હું કંટાળીને ગભરાઇ જાઉં છું ત્યારે એજ મને દિલાસો આપે છે.

જટિલઃ—મા ! તમારી આ બધી મોટી મોટી વાતો મારી સમજમાં નથી આવતી. તમારે તો મને એકવાર મોટાભાઇ દીનબંધુ બતાવવા પડશે, ત્યારેજ હું તમારી વાતને સાચી માનીશ.

કલ્યાણીઃ—બેટા ! તું એને બોલાવજે. જરૂર એ આવશે.

જટિલઃ—ઠીક, મા ! હું એને બોલાવીશ. પછી કાંઇ. ?

કલ્યાણીઃ—જેવી તેવી રીતે બોલાવ્યાથી એ નહિ આવે. જેવી જોઇએ તેવી સાચી બૂમ પાડીશ તોજ એ સાંભળશે.

નિર્દોષ બાળકે પૂછયું: "ત્યારે શું બહુ જોરથી ઘાંટો પાડીને એને બોલાવું ?"

એ ઉપરથી કલ્યાણીએ પુત્રને પ્રભુની ભક્તિ અને ઉપાસનાનો માર્ગ સરળતાથી સમજાવ્યો; પણ એટલો નાનો બાળક ભક્તિમાં શું સમજે ? એણે તો કહ્યું: "મા ! તમારી એ બધી વાતોમાં હું કાંઇ સમજ્યો નથી. હું તો મોટાભાઇ દીનબંધુને બોલાવીશ અને જ્યારે મળશે ત્યારે તમારી પાસે પકડી લાવીશ અને કહીશ કે તમે કેવા ખરાબ છોકરા છો કે મા બોલાવે તોયે આવતા નથી ?"

કલ્યાણીએ કહ્યું: "ભાઇ ! એવું ના કહીએ. એ તો સત, પવિત્ર અને મંગળમય છે. તું કોઇ પણ જાતની ઇચ્છા કર્યા વગર એકચિત્તે એને બોલાવીશ તો એ સાંભળશે અને તને દેખા દેશે."

એ વાત સાંભળતાંજ જટિલને રસ્તામાં પોતાને મળેલા વૃદ્ધની વાત સાંભરી આવી અને વિસ્તારથી એ વાત માને સંભળાવીને કહ્યું: "મા ! હું આ તરફ આવતો રહ્યો ત્યાર પછી એ ડોસા દેખાયાજ નહિ. કોણ જાણે કયાંયે જતા રહ્યા ?"

એ વૃત્તાંત સાંભળીને કલ્યાણી ભગવાનની દયાનો વિચાર કરીને રોવા લાગી. એને વિચાર આવ્યો કે, ભગવાનજ શું બાળકનો ખરો પોકાર સાંભળી ન શકે ? એવીજ રીતે ધ્રુવે એક વાર ભગવાનને સંભાર્યા હતા અને એમણે એ નિર્દોષ બાળકને દર્શન દીધાં હતાં. સંભવ છે કે મારા જટિલનું રક્ષણ કરવા સારૂ એ પોતેજ પધાર્યા હોય. એ વિચાર આવતાં કલ્યાણીએ ભક્તિપૂર્વક

ભગવાનને ઉદ્દેશીને પ્રણામ કર્યા અને જટિલને કહ્યું: "બેટા! હવેથી જ્યારે આફતમાં સપડાય ત્યારે તારા એ 'દીનબંધુ' ભાઈને બોલાવજે. એ વિપત્તિમાંથી તારો ઉદ્ધાર કરશે."

આ વાતમાં ને વાતમાં રાત ઘણી વીતી ગઇ. કલ્યાણી ભગવાનનું મધુરૂં નામ જપતી જપતી જટિલને ખોળામાં લઇને આત્મસંતોષ અનુભવતી સૂઈ ગઈ.

બીજે દિવસથી એ વનમાં થઇને આવતાં જટિલને કોઈ ને કોઇનો સંગાથ મળી જતો. એની સાથે વાતો કરતાં જટિલનો જંગલનો ભયંકર માર્ગ કપાઈ જતો. આશ્ચર્ય તો એ હતું કે વનની પાર નીકળ્યા પછી જટિલને સાથીનાં દર્શન થતાં નહિ.

આ પ્રમાણે જટિલ નિર્ભયતાપૂર્વક નિશાળે જવા આવવા લાગ્યો. ગુરુના ઉપદેશથી જટિલના જ્ઞાનમાં ઘણો વધારો થયો. રસ્તામાં મળતા વૃદ્ધ સાથીઓની પાસેથી અનુભવની વાતો સાંભળ્યાથી એની બુદ્ધિ બહુ તીવ્ર થઇ ગઇ. ગુરુજીની નિશાળમાં જેટલા છોકરા ભણતા હતા, તેમાં જટિલનો નંબર પહેલો હતો. બધા વિદ્યાર્થીઓ એને ઘણું ચાહતા હતા. ગુરુ પણ ભણવામાં એનું ચિત્ત ચોટેલું જોઇ બહુ પ્રસન્ન થતા.

જટિલે એક દિવસ નિશાળમાં સાંભળ્યું કે, ત્રણ દિવસ પછી ગુરુજીના પિતાનું શ્રાદ્ધ છે; એ દિવસે વિદ્યાર્થીઓએ એક એક વસ્તુ પોતાને ઘેરથી લાવવાનો ભાર લેવો પડશે. કોઇએ ચોખા તો કોઇએ દાળ, કોઇએ ઘી તો કોઇએ ખાંડ, એમ પોતપોતાની જવાબદારી વહેંચી લીધી. રહ્યો એકલો બિચારો જટિલ! કામંદક નામના એક મશ્કરા છોકરાએ જટિલને દહીં લાવવાનું કહ્યું. ગુરુજીએ દયા આણીને કહ્યું:—

"જટિલ બિચારો રાંડીરાંડનો છોકરો છે. એ દહીં ક્યાંથી લાવશે?" કામંદકે કહ્યું: "ના ગુરુજી! એ એક દિવસ મને કહેતો હતો કે, "મારે દીનબંધુ નામનો મોટો ભાઇ છે." ગુરુજીએ જટિલને પૂછ્યું: "તેં આટલા દિવસ મને તારા મોટાભાઇની વાત તો કરીજ નહિ!"

જટિલે કહ્યું: "ગુરુજી! મેં એક પણ દિવસ દીનબંધુભાઇને જોયા નથી."

ગુરુજીએ પૂછ્યું: "ત્યારે એ ક્યાં રહે છે?"

જટિલ બોલ્યો: "માએ કહ્યું છે કે એ આકાશમાં છે, પાતાળમાં છે, જળમાં છે, સ્થળમાં છે, પૃથ્વીમાં બધે છે."

ગુરુજી સમજી ગયા કે, જટિલના દીનબંધુભાઈ કોણ હતા! તેમણે જટિલને પૂછ્યું: "તેં કોઈ દિવસ એમને દીઠા છે?"

એના ઉત્તરમાં જટિલે માતાની સાથે પોતાને થયેલી વાતચીત, દરરોજ જંગલમાંથી આવતાં પોતે દીનબંધુભાઇને કેવી રીતે પોકારે છે અને જંગલમાં એને મૂકવા સારૂ દરરોજ સાથી કેવી રીતે આવે છે વગેરે વૃત્તાંત સવિસ્તર કહી સંભળાવ્યો.

એની વાતથી આશ્ચર્ય પામીને ગુરુજીએ કહ્યું: "જટિલ! આજ ઘેર જતી વખતે તું તારા મોટાભાઇ દીનબંધુને બોલાવજે અને કહેજે કે, 'આજે હું તમને વટેમાર્ગુના વેશમાં નથી મળવા માગતો. મને તમારૂં ખરૂં રૂપ બતાવો. પછી એ તને કેવા રૂપમાં દર્શન દે છે તે તું મને કાલે જણાવજે; વળી તારા એ મોટાભાઇને એ પણ પૂછજે કે, ગુરુજીના પિતાજીના શ્રાદ્ધમાં દહીં લાવી આપવાનો ભાર તમે લેશોને?' "

જટિલે ગુરુજીને પગે લાગીને કહ્યું: "જેવી આજ્ઞા."

રજા લઇને જટિલ ઘેર આવી રહ્યો હતો. રસ્તામાં ભયાનક જંગલમાંથી આવતાં એના પગ કાંપવા લાગ્યા. રોજની પેઠે આજે પણ એણે દીનબંધુને બૂમ પાડી. થોડી વારમાં જુએ છે તો એની સામે એક શ્યામ વર્ણનો બાળક, પગમાં ઝાંઝર પહેરી, મસ્તક ઉપર મોરપિચ્છ ધારણ કરી, હાથમાં સુંદર વાંસળી લઈ મંદ મંદ હાસ્ય કરતો ઊભો છે. પીતાંબરધારી એ સુંદર બાળકને જોઈ જટિલ અવાક થઇ ગયો અને પ્રણામ કરીને પૂછવા લાગ્યો: "દીનબંધુભાઇ! તમે આવી પહોંચ્યા? આટલા દિવસથી હું તમને બોલાવતો હતો, પણ તમે દેખા દેતાજ નહોતા." દીનબંધુએ કહ્યું: "ભાઈ, તેં જ્યારે જ્યારે મને બોલાવ્યો ત્યારે ત્યારે હું આવીને ઊભો રહ્યો છું." જટિલે કહ્યું: "વાહ! મેં તો તમને કદી દીઠાજ નથી." એટલું કહીને જટિલ એકીટશે દીનબંધુના મધુર સ્વરૂપ તરફ જોવા લાગ્યો. એના મુખમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. આંખની પાંપણો પણ સ્થિર રહી. જટિલની ભક્તિથી પ્રસન્ન થઇ દીનબંધુએ કહ્યું: "ભાઇ! આજ તું ગુરુજી પાસેથી ઉપદેશ લઇને આવ્યો છે.

ઉપદેશ વગર કોઇને જ્ઞાન થતું નથી." હવે જટિલને યાદ આવ્યું કે માએ ધ્રુવચરિત્ર સંભળાવતી વખતે કહ્યું હતું કે, ધ્રુવજીને પહેલાં નારદનો ઉપદેશ મળ્યો. ત્યાર પછી તેને ભગવાનનાં દર્શન થયાં હતાં.

ત્યાર પછી દીનબંધુ જટિલને જંગલની બહાર મૂકી આવવા સારૂ ગયા. રસ્તામાં જટિલે ગુરુજીના પિતાના શ્રાદ્ધ સંબંધી વાત કરી અને પૂછ્યું: "મોટાભાઇ! તમે એ દિવસે દહીં મોકલાવશો કે નહિ?"

દીનબંધુએ કહ્યું: "જા! તારા ગુરુજીને કહેજે કે દીનબંધુ એ દિવસે મારી સાથે દહીં મોકલી આપશે."

સંધ્યાકાળ હતો. જટિલ માતા કલ્યાણીની પાસે બેસી વાતો કરી રહ્યો હતો. વાતમાં ને વાતમાં ગુરુજીના શ્રાદ્ધના સંબંધમાં છોકરાઓએ કામની કેવી રીતે વહેંચણી કરી હતી, પોતાને માથે દહીંનો ભાર કેવી રીતે સોંપાયો અને દીનબંધુભાઇએ દર્શન આપી દહીં પૂરૂ પાડવાનું કામ પોતાને માથે કેવી રીતે લીધું એ વૃત્તાંત વિસ્તારથી કહી સંભળાવ્યો.

કલ્યાણી એ સમાચાર સાંભળીને ઘણુંજ આશ્ચર્ય પામી અને કહેવા લાગી: "જટિલ! તું શું કહે છે? ખરેખર, તેં દીનબંધુને જોયા છે? ઠીક, કહે જોઇએ તેનું રૂપ કેવું હતું?"

જટિલે દીનબંધુના ચિત્તાકર્ષકરૂપનું વર્ણન કહી સંભળાવ્યું.

કલ્યાણીની સમજમાં કાંઈ ન આવ્યું. જે સ્વરૂપનું જટિલે વર્ણન કર્યું હતું, એ તો ભગવાનના સ્વરૂપનું વર્ણન હતું; પણ એને ભગવાનનાં દર્શન ક્યાંથી થાય? સંભવ છે કે કોઇ દયાળુ માણસ એને મળ્યો હશે અને જટિલ એનીજ વાતો કરતો હશે.

બીજે દિવસે જટિલે નિશાળમાં જઇને જોયું, તો વિદ્યાર્થીઓએ પોતપોતાના ભાગની વસ્તુઓનો ઢગલો કરી દીધો છે. ગુરુજીએ એ બધું ભંડારમાં મૂકી આવવાનો હુકમ આપ્યો. જટિલે ગુરુજીને પ્રણામ કર્યા. ગુરુજી બોલ્યા: "દીકરા જટિલ! તારા દીનબંધુભાઇ મળ્યા હતા કે? તેમણે શું કહ્યું?" જટિલે કહ્યું: "હા, એ મળ્યા હતા અને વખતસર એ મારી સાથે દહીં મોકલાવી આપશે." દહીંની ગોઠવણ થઇ ગઈ જાણી ગુરુજી નિશ્ચિન્ત થયા. તેમણે આદરપૂર્વક જટિલને પૂછ્યું: "તારા દીનબંધુભાઇ કેવા હતા?"

જટિલે સ્વરૂપનું વર્ણન કર્યું. ગુરુજી વિસ્મય પામ્યા. ફરી ફરીને તેમણે જટિલને મુખેથી એના દીનબંધુના સ્વરૂપનું વર્ણન સાંભળ્યું. ગુરુજીએ ધાર્યું કે જટિલના દીનબંધુભાઈ બીજા કોઈ નહિ, પણ નારાયણ છે. દીન મનુષ્યોના બંધુરૂપ એ જટિલ અને તેની માતાનું રક્ષણ કરે છે.

આજ ગુરુજીના પિતાના શ્રાદ્ધનો દિવસ છે. ઘણા બ્રાહ્મણોને નોતરવામાં આવ્યા છે. બપોર વીતવા આવ્યા, પણ જટિલ હજુ સુધી દહીં લઈને આવ્યો નહિ. છોકરાઓ તેની મશ્કરી કરવા લાગ્યા. ગુરુજી પણ ઘણા ચિડાયા. બ્રાહ્મણો પણ અધીરા થઈ ગયા. બધું ભોજન તૈયાર હતું. દહીંનીજ વાર હતી.

બ્રાહ્મણોની અધીરાઈ જોઈને ગુરુજીએ ભોજન પીરસવા માંડયું. આશા હતી કે પીરસતાં વાર થશે એટલામાં જટિલ આવી પહોંચશે; થયું પણ એમજ. જટિલ દહીં લઈને વખતસર આવી પહોંચ્યો. દહીં એક નાની માટલીમાં હતું. એટલા દહીંથી શું થશે એમ જાણીને ગુરુજી જટિલ ઉપર બહુ ગુસ્સે થયા. એમણે જટિલનું આણેલું દહીં ફેંકી દીધું.

જટિલ રોવા લાગ્યો. બ્રાહ્મણોને એ જોઈને દયા આવી. તેમણે કહ્યું: "એ છોકરાને રોવડાવશો નહિ. એના ઘડામાં જેટલું દહીં બાકી રહ્યું હોય તેમાંથી જરા અમને આપો, એટલાથી અમને સંતોષ થશે. ગુરુજીએ એ માટલી ઉપાડી તો એ દહીંથી ભરેલી હતી. બધા આશ્ચર્ય પામ્યા.

બ્રાહ્મણોને દહીં પીરસવામાં આવ્યું. એ દહીંનો સ્વાદ અપૂર્વ હતો. એવું દહીં બ્રાહ્મણોએ આગળ કદી ખાધું નહોતું. ફરી ફરીને એમણે દહીં માગ્યું પણ એ પાત્ર ખાલી થયુંજ નહિ.

વિદ્યાર્થીઓ પણ જટિલને સાથે બેસાડીને એ દિવસે જમ્યા અને જટિલે આણેલું દહીં તો એમણે બહુ સ્વાદપૂર્વક ખાધું.

સાંજ પડવા આવી હતી. વિદ્યાર્થીઓ પોતપોતાને ઘેર ગયા. ગુરુજીએ જટિલને કહ્યું: "ચાલ જટિલ! આજ તારી માની પાસે જઈને એને પ્રણામ કરી આવું."

ગુરુજી મહારાજે હજુ ભોજન કર્યું નહોતું. આજ એમની ભૂખતરસ મરી ગઈ હતી. એમના મનમાં સ્વર્ગીય ભાવ રમી રહ્યા હતા, એમનું હૃદય ભક્તિથી મસ્ત અને તરબોળ બન્યું

હતું. જટિલને પોતાની સાથે લઈ જતાં એ કહેવા લાગ્યા: "જટિલ! આજ તારા મોટાભાઇ દીનબંધુ મને બતાવવા પડશે. મેં આજ પાણી સરખું‌યે પીધું નથી. તારા દીનબંધુ મને ખવડાવશે ત્યારેજ હું ખાઇશ, નહિ તો પ્રાણ ત્યજીશ."

જટિલે કહ્યું: "ગુરુજી! એમાં તે શી મોટી વાત છે? આ જંગલમાંજ એ તમને મળશે."

વનમાં રોજની જગ્યાએ આવતાં જટિલે દીનબંધુને બૂમ પાડી. કોઇએ તેને ઉત્તર આપ્યો: "આજ તો તું એકલો નથી. પછી બીએ છે શાનો? આજ મને શું કામ બોલાવે છે?" જટિલે કહ્યું: "મોટાભાઇ! આજ મેં ગુરુદેવને વચન આપ્યું છે કે હું તમારી મુલાકાત કરાવીશ, તમારે આજે તો હવે દર્શન દેવાંજ પડશે." જોતજોતામાં જટિલની સન્મુખ એક દિવ્ય જયોતિ હાજર થઇ. એ જયોતિથી સંધ્યાકાળનો અંધકાર જતો રહ્યો. આખું જંગલ ઝગમગી રહ્યું. એ જયોતિમાં એક છાયામૂર્તિ હતી. જટિલે કહ્યું: "મોટાભાઇ! આજ તમારૂં આવું રૂપ કેમ? રોજ તો આવા રૂપમાં તમે મને દેખા નહોતા દેતા." છાયામૂર્તિએ કહ્યું: "ભાઇ! આજ મારૂં સાચું સ્વરૂપ છે; છતાં ભક્ત જે ભાવથી મારો વિચાર કરે છે તેજ ભાવમાં હું એને મળું છું. તારા ગુરુજીને કહે કે, મને નીરખે."

જટિલે ગુરુજીને દીનબંધુનાં દર્શન કરવાને કહ્યું. ગુરુજી તો કેવળ એક પ્રકાશજ દેખતા હતા. જટિલે જણાવ્યું કે, "એ પ્રકાશની અંદર એક દિવ્ય મૂર્તિ બિરાજમાન છે;" પરંતુ એમને તો કાંઇજ જણાયું નહિ. એ ઉપરથી જટિલે દીનબંધુને પ્રાર્થના કરી દીનબંધુએ જણાવ્યું કે, "તારા ગુરુ સંસારની મોહજાળમાં ફસેલા છે, વળી આજે એમણે તારા ઉપર અણુવિશ્વાસ આણ્યો હતો માટે એ મને દેખી શકતા નથી."

જટિલે આગ્રહજ કર્યો, હઠ લીધી કે, "આજે તમારે મારા ગુરુજીને દર્શન દેવાંજ પડશે."

ગુરુજી જટિલને ખોળામાં લઇને બેઠા. ભક્ત જટિલ ઉપર દહીંની બાબતમાં અણુવિશ્વાસ લાવવા અને અપ્રસન્ન થવા સારૂ એમને પશ્ચાત્તાપ થયો. એમણે શાંત-નિર્મળ ચિત્તે દીનબંધુનાં દર્શનની ઇચ્છા કરી.

થોડી વારમાં એ દિવ્ય જયોતિમાં ગુરુજીને પણ 'દીનબંધુ'-

નાં દર્શન થયાં. ગુરુજીએ એ દર્શનથી પોતાનું જીવન સફળ માન્યું. ગુરુજીએ કહ્યું: " દીનબંધુ ! જ્યારે આપે આટલી બધી કૃપા કરી છે, તો મને એક વધારે સુખદ દશ્ય બતાવો. તમે બન્ને ભાઇ આજ મારી સાથે ચાલો અને તમારી માતા બતાવો. હું આજે કલ્યાણીદેવીનાં દર્શન કરીને જીવન કૃતાર્થ કરીશ. "

દીનબંધુએ કહ્યું: " ઠીક, તમે જટિલને ખંધોલે લઇને જાઓ, હું થોડી વારમાં પાછળ આવું છું. "

ગુરુજી જટિલને લઇને કલ્યાણીની કુટીર તરફ ચાલ્યા. કલ્યાણી રાહ જોઇ રહી હતી, એવામાં ગુરુજીને ખંધોલે એને આવતો જોયો. એના સ્નેહાળ હૃદયને ફરી શંકા થઇ કે, આજ એનું શરીર બગડયું તો નહિ હોય? આજ એ પગે ચાલી કેમ નથી આવતો? એટલામાં ગુરુજીએ જટિલને ખોળામાંથી નીચે ઉતારી કલ્યાણીદેવીના ચરણમાં પ્રણામ કર્યાં.

જટિલે માને કહ્યું: " મા ! આજ મારા દીનબંધુભાઇ તમને મળવાને આવવાના છે. "

" ક્યારે આવશે, ભાઇ ? " કલ્યાણીએ પૂછયું.

" આ આવ્યો મા ! " કહીને જોતજોતામાં દીનબંધુ કલ્યાણીના ચરણની રજ લેવા લાગ્યા.

કલ્યાણીએ જોયું કે, દીનબંધુનું રૂપ અલૌકિક છે. એના અંગમાં લાખો સૂર્યની જ્યોતિ હતી, એ તેજથી કલ્યાણીનાં નેત્ર અંજાઈ જવા લાગ્યાં. એણે હાથ જોડીને પ્રાર્થના કરી: " ભક્તવત્સલ ભગવાન ! તમારૂં આ તેજ શમાવી દો. દયા કરીને મા તરીકે મને મળવા આવ્યા છો તો જે વેશમાં યશોદાની પાસે ગયા હતા, તેજ વેશમાં એક વાર મારા ખોળામાં બેસો. "

દીનબંધુ ગોપાલનંદનના વેશમાં કલ્યાણીના ખોળામાં બેઠા. ગુરુજીએ જટિલને પણ માના ખોળામાં બેસાડીને એકાગ્રતાથી ભક્તિપૂર્વક પ્રણામ કરીને કહ્યું: " મા ! યશોદારૂપે આજ કૃષ્ણબળરામને તમે ખોળામાં બેસાડ્યા છે. આજ એ સ્વરૂપમાં આ હતભાગી સંતાનના પ્રણામ સ્વીકારો. "

જટિલ ધીમે ધીમે સર્વ શાસ્ત્રમાં પારંગત થયો. કલ્યાણી જેવી માતાના ઉપદેશ અને સલાહથી સંસારમાં એ પોતાનાં કર્તવ્યનું બરાબર પાલન કરવા લાગ્યો.



# ૨૪૮–ચંગાવતી



પ્રાચીનકાળમાં કાંતિનગરીમાં શૃગાલ નામનો એક મહાપુરુષ થઈ ગયો છે. કોઇ કહે છે તે રાજા હતો, કોઈ કહે છે તે વણિક શેઠ હતો. રાજા હો કે શેઠ હો, પણ તે પુષ્કળ ધનવૈભવનો સ્વામી હતો એ વાત નિર્વિવાદ છે. પ્રાચીન ગુજરાતી કવિઓએ તેને શેઠ શૃગાળશારૂપે વર્ણવ્યો છે. એ અત્યંત સત્યવચની, દાતા અને ઉદાર હતો. સાધુઓનો પરમ સેવક હતો. શૃગાળશાની પત્ની ચંગાવતી આદર્શ પત્ની હતી. રમણીઓમાં એ રત્નરૂપ હતી. પરમ પતિવ્રતા હોઇ પતિના પ્રત્યેક શુભ કાર્યમાં સહાયભૂત થતી. સાધુઓ પ્રત્યે પતિના જેટલીજ એને પણ ભક્તિ હતી. તેમણે એવો સંકલ્પ કર્યો હતો કે, દરરોજ એક સાધુને જમાડીને પછી પોતે જમવું. એ દંપતી-ની સાધુસેવામાં એક દિવસ વિક્ષેપ પડ્યો.

એક વખત વરસાદ પુષ્કળ વરસવા લાગ્યો. આઠ દિવસની હેલી મંડાઇ. એવા વરસાદમાં કયો સાધુ બહાર ભિક્ષા માગવા જાય ? આઠ દિવસ સુધી બંનેએ અપવાસ કર્યા. વરસાદ બંધ પડ્યો, ત્યારે શૃગાલશાએ સેવકોને બોલાવીને કહ્યું કે,

“ અભ્યાગત વિના મારે અન્ન ન ખપે, તેનો કરો કોક ઉપાયરે.”

( ભોજલ )

એમ કહેવાય છે કે કૈલાસમાં શિવપાર્વતી બેઠાં બેઠાં વિનોદ કરી રહ્યાં હતાં, ત્યાં નારદે જઇને મૃત્યુલોકના આ આદર્શ કુટુંબ-ની ઘણી પ્રશંસા કરી હતી. તે ઉપરથી એમના સત્ય, ઉદારતા અને સાધુભક્તિની પરીક્ષા લેવા સારૂ શંકર મૃત્યુલોકમાં આવીને કોઢી સાધુના વેશમાં તળાવકિનારે આવીને બેઠા. શૃગાલશાએ મોકલેલા નોકરોની દૃષ્ટિએ એ સાધુ પડ્યા અને તેમણે જઇને શેઠને ખબર આપી. શૃગાલશાના આનંદનો પાર રહ્યો નહિ. સાધુને તેડવા એ સામો ગયો અને—

" પરિક્રમા દઇને પાય લાગ્યો, એને હૈડે હરખ ન માય રે;
દુર્ગંધ આવે ને ભૂત નાસે, વળી મળે તેમાં ખાય નેક રે.
તોયે ડગે ન મન શેઠનું, ભાઈ એવી મોટી ટેક રે;
તેનાં ચરણ ધોઈ ચરણામૃત પીધાં, મારાં સિધ્યાં તે સર્વ કાજ રે;
કરજોડીને પછે કહેવા તે લાગ્યો, મારે મંદિર પધારો મહારાજ રે."

દેખીતી રીતે ગંદા, ચેપી રોગથી પીડાતા અઘોરી સાધુનો આ પ્રમાણે ખરા પ્રેમથી સત્કાર કરી શૃગાળશાએ પોતાને ઘેર ભોજન કરવા પધારવા આગ્રહ કર્યો. કવિ ભોજલ એ માટે વાજબીજ કહે છે કે—

" સત્યવાદીએ સાહેબને ઓળખ્યા, એનો માનવી શું જાણે મર્મ રે."

સાધુએ હઠ લીધી કે, " તું એકલો મને તેડવા આવ્યો છે. તારી સ્ત્રીનો સ્વભાવ કેવો હોય તેની મને શી ખબર ? ત્યાં ગયા પછી મારો અનાદર થાય તો ? માટે તારી પત્ની મને તેડવા આવે તોજ હું જમવા આવું." શૃગાળશા તરતજ ઘેર ગયો અને પ્રિય પત્નીને બધો વૃત્તાંત કહ્યો. સાધુસંતની સેવામાંજ આખું જીવન ગાળનાર સતીને આ પ્રસંગનો મર્મ સમજી જતાં વાર ન લાગી. એણે તરત જવાબ આપ્યોઃ—

" સ્વામી મારા, તમે ઢીલ ન કરો લગાર રે;
તત્ક્ષણ જઇએ આપણ તેડવા,
એ તો માનવી નહિ છે મોરાર રે."

સામૈયું લઇને શૃગાળશા શેઠ સાધુને તેડવા ગયા. કેવી રીતે એ દુર્ગંધથી સડતા કોઢિયા સાધુને એ ભક્ત દંપતી ઘેર લાવ્યાં, તેનું વર્ણન ભોજલના શબ્દોમાં આપીશુંઃ—

" કનક હિંડોળીને કરંડિયા માંહી, જુગતે બેસાર્યા જદુવીર રે;
સંધ્યાવતીએ જ્યારે શીર પર લીધા, ત્યારે ભીજાણું સતીનાં ચીર રે.
નગરના લોક ટોળે મળ્યા, વળી જોવાને વર્ણ અઢાર રે;
અન્યોઅન્ય વાણી ઉચરે, માંહી હાંસી કરે છે હજાર રે.
ઉનાં જળ મેલીને સ્નાન કરાવ્યાં, વળી પોઢાડ્યા પલંગ બિછાઇ રે;
ચંદન ચરચે હરિનાં ચરણ તળાસે, વળી વિંજણ ઢાળે છે વાઇ રે."

આ પ્રમાણે સેવા કર્યા પછી, સતીએ પોતાને હાથે ભાતભાતનાં સ્વાદિષ્ટ ભોજન બનાવીને પીરસ્યાં અને સાધુને જમવાની પ્રાર્થના કરી. સાધુ અઘોરી હતો. એને આ પકવાન્નથી તૃપ્તિ

કેમ થાય? એને તો માંસાહાર જોઇએ. એણે કહ્યું:—

"અન્યે કરી દેહ મારો અગ્નિ કરે છે, મારે છે માટી કેરો આહાર રે;
ઉત્તમ વરણુ તમે એ કેમ કરશો, મારે એજ મોટો છે વિચાર રે."

સાધુએ ધાર્યું હતું કે, જીવહિંસાથી સદા દૂર રહેનાર આ દંપતી માંસાહારનું નામ સાંભળીનેજ ચમકશે, પરંતુ સાધુને ગમે તેટલે જોખમે સંતુષ્ટ કરીને વિદાય કરવાનો સંકલ્પ કરનાર ભક્તજને તે પણ કબૂલ કર્યું. લોકલાજની જરા પણ પરવા ન કરતાં કસાઇવાડેથી એ અભક્ષ્ય પદાર્થ પણ મંગાવ્યો; પરંતુ એ માંસ જોઇને પણ સાધુ સંતુષ્ટ થયો નહિ. એને તો શૃગાળશા અને તેની સાધ્વી સ્ત્રીને કસી જોવાં હતાં. એણે કહ્યું: " હું અઘોર પંથી છું. પશુનું માંસ અમે ખાતા નથી. મારે તો નરમાંસ જોઇએ. બીજું કશું મારે ન ખપે. "

શૃગાળશાએ કહ્યું: " જેવી આજ્ઞા ! "

સાધુએ કહ્યું: " જેવી આજ્ઞા તો ઝટ કહી દીધું, પણ યાદ રાખજે કે મારે વૃદ્ધ, રોગી, અશક્ત તથા યુદ્ધમાં ઘાયલ થયેલા મનુષ્યનું માંસ ન ખપે."

શૃગાળશાએ કહ્યું: "તમે ઇચ્છો છો એવા માંસની વ્યવસ્થા થશે, પછી કાંઇ ? "

" હું સમજ્યો. તું કોઇ ચોર કે કેદીને પકડીને જબરજસ્તીથી તેને મારીને મારે સારૂ માંસ આણી આપીશ, નહિ ? "

" ના, એવું પણ નહિ કરૂં, રાજીખુશીથી જે પોતાનો દેહ આપવા તૈયાર હશે તેનું માંસ આણીશ, પછી કાંઇ ? "

" ના, ભાઇ, ના, મારે તો ભાડૂતી માણસનું માંસ પણ ન ખપે."

" તો પછી હું શું કરૂં ? આ દેહ આપને અર્પણ છે. મારા માંસનો આપ આહાર કરી દેહનું સાર્થક કરો."

" ના, તું મહાન પરોપકારી નર છે. તારાથી હજારોનું પાલન થાય છે. હજારોના પાલનકર્તાનું માંસ પણ મારે ન ખપે."

સતી ચંગાવતીએ તરતજ આગળ આવીને હાથ જોડીને કહ્યું: " મહારાજ ! મારૂં માંસ હું આનંદપૂર્વક આપવા તૈયાર છું."

સાધુએ કહ્યું: " એ પણ નહિ બને. પરોપકારમાં તું પણ ક્યાં શૃગાળશા કરતાં ઊતરે એવી છે ? તું તો સાક્ષાત્ અન્નપૂર્ણા

છે. તું મરણ પામે તો અન્નક્ષેત્ર કેવી રીતે ચાલે? ગરીબોને મળતો આશ્રય કાલથીજ બંધ પડે.”

દંપતીએ કહ્યું: “મહારાજ! અમે મૂઢ છીએ. અમને સ્પષ્ટ સમજાવો કે, આપને કેવું માંસ ખપે?”

“સાંભળ, રાજા! તારે એક સુકુમાર પુત્ર છે ને? બસ, મારે તેનું માંસ ખપે.”

શૃગાળશાને સંતાનમાં કેવળ એક પુત્ર હતો. એનું નામ ચિલયા. ગુજરાતી કવિઓએ તેનું નામ કેલૈયો લખ્યું છે. એ બાળક ઘણો સુંદર, બુદ્ધિમાન અને સદ્ગુણી હતો. માબાપનો તેના ઉપર પુષ્કળ પ્રેમ હતો.

સાધુને મુખેથી એ લાડકા પુત્રના માંસની ભિક્ષા સાંભળીને શૃગાળશા અને સતી ચંગાવતી ઉપર વજ્રાઘાત થયો.

એ દુઃખદ બનાવની કલ્પના કરતાં પણ એમના હૃદયને મોટો આઘાત પહોંચ્યો. તેઓ બેબાકળાં થઇ ગયાં.

એ જોઇને સાધુ ગર્જના કરીને બોલ્યો: “બસ, જોઇ લીધી તમારી સાધુસેવા! દુર્ભાગ્ય મારાં કે, આજ આવાં યજમાન સાથે પાનું પડ્યું. વાર શા માટે લગાડો છો? એક નન્નો સો દુઃખને હણે. સખીથી ભલો સૂત્ર. ચોખ્ખી ના કહી દો, એટલે હું મારે મુકામે ચાલ્યો જાઉં. તમે કેવાં દાતાર છો તે ખબર પડી ગઇ!”

રાજાએ પત્ની તરફ અર્થપુરઃસર દૃષ્ટિ નાખી. પત્નીએ આંખના ઇશારામાંજ પોતાની સંમતિ દર્શાવી. ચંગાવતીના ધૈર્યનું વર્ણન અમે કયા શબ્દોમાં કરીએ?

તેણે પતિને કહ્યું: “અતિથિ રિસાઇને પાછા જાય એ ઠીક નહિ. એમને આસન ઉપર બેસાડો. હું હમણાંજ આપની ઇચ્છાનુસાર મારા બાળકનું માંસ આપની સેવામાં રજૂ કરું છું.”

ચંગાવતિ! ધન્ય છે. તને તો માનવી કહીએ કે દેવી? ગમે તેવા કઠણ હૈયાની સ્ત્રી ન કરી શકે, એવું કામ કરવા અને પતિની ટેક નિભાવવા ખાતર તું તૈયાર થઈ!

ચંગાવતી બાળકને ખોળવા ગઇ. સુકુમાર બાળક માતાને જોઇને પ્રેમપૂર્વક દોડતો દોડતો સામે આવ્યો અને માતાને વળગી પડ્યો. માતાનું હૈયું ભરાઇ આવ્યું. એણે પુત્રને કહ્યું:

"હાય ! આજ હું તારી માતા નથી, આજ હું રાક્ષસી બની છું. ધિક્કાર છે મારા જીવનને !" નિર્દોષ બાળકે માતાના ઉદ્વેગનું કારણ પૂછ્યું. માતાએ સાધુની અપ્રસન્નતાથી ડરીને બધો વૃત્તાંત એને કહી સંભળાવ્યો.

કેલૈયો સુયોગ્ય માતપિતાનો સુપુત્રજ હતો. સ્વાત્માર્પણનો મહાન ગુણ માતાના ગર્ભમાંથીજ એ શીખ્યો હતો. એણે કહ્યું:–

"કાયા તો રે અંતે પડવાની—
સાધુને હાથે મારૂં મૃત્યુ સુધરશે, ટળશે જન્મમરણની જંજાળ રે;
આગે મોરુદ્ધજે પિતા ! અંગને વેરાવ્યું, કર્ણે કીધું કાયાનું દાન રે.
શિબિ રાજાની માટી છાએ તોલાણી, ત્યારે રીઝયા'તા ભગવાન રે;
હરિશ્ચંદ્રને માથે પિતા ! હેલ પાણીની, એવો દૈવે દીધો' તો દંડ રે.
સત્યવાદી બંદા કદી સત્ય ન છોડે, મરને ભાંગી પડે બ્રહ્માંડ રે.
હિંમત રાખો પિતા હાર મા પામો, તમે જુઓ મોટાના મર્મ રે;
પરમાર્થ સારૂ પ્રાણ હોમ્યા'તા, તોયે છોડયા નો'તા સત્ય ધર્મ રે.
દધિચિ ઋષિને જાચ્યા દેવતા, જેના વાંસાનું કરવા વજ્ર રે.
કુવાડે અંગને માંડયું કાપવા, તોય બોલ્યા નહિ બુદ્ધિના સાગર રે;
શિર (તો) મળશે પણ આવો સમય નહિ મળે,
ઘરે મોહન થયા છે મેમાન રે;
અવસર આવ્યો પાછાં પગલાં ન ભરિયે, કરિયે તન
મન ધન કુરબાન રે."

આ પ્રમાણે માતપિતાને આશ્વાસન આપીને કેલૈયાકુમારે પોતાનું શિર કાપી નાખીને માતાને અર્પણ કર્યું. સાધુવેશમાં આવેલા શંકર તો આ કુટુંબની પ્રત્યેક વ્યક્તિનું એકબીજાથી ચઢે એવું સાહસ જોઈને આશ્ચર્યચકિત થઇ ગયા, પરંતુ હજુ એમને ભક્તની વધારે કસણી કસવી હતી. શૃગાળશાએ પુત્રનું માંસ સાધુની આગળ ધર્યું એટલે સાધુએ ગુસ્સે થઇને કહ્યું: "કેમ, તેં મને વાઘવરુ સમાન પશુ ધાર્યો કે કાચું માંસ મારી આગળ ધર્યું ? આવું અપમાન શા સારૂ કરે છે ? સાફજ કહી દે તો મારે ઠેકાણે જાઉં." ચંગાવતીએ હાથ જોડીને કહ્યું: "મહારાજ ! મારી ભૂલ થઈ. મને ક્ષમા કરો. આપ તો દયાના સાગર છો. આપ મોટું મન કરીને આપની આ પુત્રીને ક્ષમા કરો અને થોડી વાર થોભો. હું પુત્રના શિરને રાંધીને હમણાં લાવું છું."

સતીએ પુત્રનું શિર કાપીને ખાંડવા માંડયું. એનાં નેત્રમાંથી

આંસુ ટપકતાં હતા. સાધુએ કહ્યું: " હું નિસાસો નાખેલું ભોજન ખાતો નથી. તમે સોળે શણગાર સજીને પ્રસન્ન ચિત્તે ગીત ગાતાં ગાતાં માંસને સુધારો, તોજ એ ભોજન મારે કામ આવે."

સતી ચંગાવતીએ એ આજ્ઞાને પણ અમલમાં મૂકી. હાલરડાં ગાતે ગાતે પુત્રનું માંસ સુધાર્યું. આટલી કઠણ પરીક્ષા પણ ભગવાનને માટે અધૂરી હતી. સાધુવેશમાં એમણે કહ્યું:—

"વાંઝિયાનું અન્ન ખાવું વરજિત છે,એમ શ્રુતિ કહે છે સમજાઇ રે."

સતીએ કહ્યું: " આપ નિરાશ ન થશો. હું વાંઝિયણ નથી. મારે પાંચ માસનો ગર્ભ છે. આપને ખાતરી ન થતી હોય તો પેટ ચીરીને હું બતાવવા તૈયાર છું." સતીએ છરી લઇ પેટ ચીરવાની તૈયારી કરી, એટલે સાધુવેશધારી હરિએ હાથ પકડી લીધા અને હજારો ધન્યવાદ આપ્યા.એમણે કહ્યું: "તમારાં બન્નેની ઉદારતાની પ્રશંસા સાંભળીને એની કસોટી કરવા સારૂ હું આવ્યો હતો. તમારૂં સત્યવ્રત, અપૂર્વ સાધુભક્તિ તથા ટેક જોઇને હું પ્રસન્ન થયો છું. તમે જે વરદાન માગો તે આપવા હું તૈયાર છું."

સતીએ કહ્યું:—

" આવી કસણી ન દેજો રે કોઇને, સ્વામી એ માગું વરદાન રે.

"વળી બીજું એ માગું છું કે, પતિ અને અતિથિની સેવામાં આ દેહ સદા કામ આવે અને મારી બુદ્ધિ આપની ભક્તિમાં હમેશાં લાગેલી રહે."

ભગવાને " તથાસ્તુ " કહ્યું અને પોતાના ખરા સ્વરૂપમાં પ્રગટ થઇને કેલૈયાકુમારને સજીવન કર્યો. બાળકને—

" માતાએ મોતીડે વધાવ્યો, હઇડે હરખ ન માય."

સતી ચંગાવતીની પતિભક્તિ, સાધુ શ્રદ્ધા, અપૂર્વ ધૈર્ય આદિ ગુણોની પ્રશંસા કરતાં અમે પણ કવિના શબ્દો વડે પ્રભુને એ પ્રાર્થના કરીશું કે, "આવી કસણી ન દેજો રે કોઇને."





# २४९–अंबरीषनी राणी



ચીન કાળમાં સૂર્યવંશમાં અંબરીષ નામનો એક પ્રસિદ્ધ રાજા થઈ ગયો છે. અયોધ્યામાં એની રાજધાની હતી. એ એવો પરાક્રમી હતો કે એકલાએ લાખો યોદ્ધાઓ સાથે યુદ્ધ કર્યું; એણે યજ્ઞ પણ ઘણા કર્યા હતા. લિંગ–પુરાણમાં લખ્યું છે કે એ અત્યંત વિષ્ણુભક્ત હતો. રાજ્યનો કારભાર મંત્રીઓને સોંપી દઇને એણે ઘણા દિવસ સુધી વિષ્ણુભગવાનની આરાધના કરી હતી. ભગવાન વિષ્ણુ એક વખત એની ભક્તિની પરીક્ષા લેવા સારૂ ઈન્દ્રના રૂપમાં ગયા હતા અને તેને વરદાન આપવાની ઈચ્છા જણાવી હતી; પરંતુ વિષ્ણુભક્ત અંબરીષે ઇન્દ્ર પાસે કાંઈ પણ વર નહોતો માગ્યો અને કહ્યું કે, " હું આપને પ્રસન્ન કરવા સારૂ તપસ્યા નથી કરતો અને હું આપનું આપેલું વરદાન પણ નથી લેવાનો. આપ આપને સ્થાને પધારો. મારા પ્રભુ નારાયણ છે અને એમનેજ હું નમસ્કાર કરૂં છું. " વિષ્ણુ એટલાથી પ્રસન્ન થયા અને પોતાના ખરા સ્વરૂપમાં એની આગળ પ્રગટ થયા.

એ સમયમાં એક રાજાને એક વિદુષી કન્યા હતી. રાજા અંબરીષની પ્રેમભક્તિ જોઇને એ કન્યા ઘણી પ્રસન્ન થઇ અને તેના સદ્ગુણોને લીધે એટલી બધી મોહિત થઇ કે એણે સંકલ્પ કર્યો કે, " પરણવું તો એવા નરનેજ. એવા ભક્તરાજ મને પોતાની દાસી બનાવે તો મારા જેવું ભાગ્યશાળી કોઇ નહિ. " એવો વિચાર કરીને એણે પિતાને કહ્યું: " મેં શ્રીઅંબરીષ રાજાને આજથી મારા પતિ માન્યા છે. વરીશ તો તેમનેજ, નહિ તો કુંવારી રહીશ. આપ મારી પ્રાર્થના સ્વીકારીને રાજાને એક પત્ર લખો. " કન્યાની પસંદગી યોગ્ય સ્થાને ઊતરી એ જોઇને પિતાને ઘણો સંતોષ થયો. એમણે વિનયપૂર્વક એક પત્ર લખીને બ્રાહ્મણની સાથે અંબરીષ રાજાની પાસે મોકલ્યો. બ્રાહ્મણે જલદી જઇને

એ પત્ર અંબરીષ રાજાને આપ્યો. મહારાજા એ પત્ર વાંચીને બોલી ઊઠયા: " રાજકન્યાનો શુભ અભિલાષ હું સમજી શકું છું, પણ મારે બીજી અનેક રાણીઓ છે; સેવાકાર્યને લીધે એમની સાથે વાતચીત કરવાની પણ મને પુરસદ નથી મળતી, તો પછી હું તમારી રાજકન્યાને પરણીને શું કરૂં ?"

" 'ઉમા ! રામ સુભાવજિન જાના, તિનહિં ભજન તજિ, ભાવ ન આના.' મારૂં મન તો કેવળ ભગવાનની સેવાના રંગમાંજ રંગાયું છે."

બ્રાહ્મણે જઇને રાજકન્યાને બધો વાર્તાલાપ કહી સંભળાવ્યો અને કહ્યું કે, "બહેન ! હું શું કરૂં ? પવનવેગે હું ગયો; રાજાને તમારા રૂપ, ગુણ તથા એમના પ્રત્યેની ભક્તિની ઘણીયે વાત કહી પણ રાજાનું મન પીગળ્યું નહિ. મારો ફેરો સફળ ન થયો." રાજકન્યા એમ નિરાશ થઇને પોતાનો સંકલ્પ ત્યજી દે એવી નહોતી. એણે કહ્યું: " મહારાજા અંબરીષના અતિ તીવ્ર વૈરાગ્યનું તમે જે વર્ણન કર્યું તેથી હું ઘણી પ્રસન્ન થઇ છું. હું જાણું છું કે એ ઘણાજ ધર્મજ્ઞ છે તથા એમના શુદ્ધ અંતઃકરણમાં ભક્તિલતા એવી સઘન ફેલાઈ છે કે, સ્ત્રીપુત્રાદિકની વાસનાના અંકુરને એમાં સ્થાનજ નથી રહ્યું:" એટલું કહેતાં કહેતાંમાં તો ભક્તરાજના સ્નેહથી એ સુશીલ રાજકન્યાનું હૈયું ભરાઈ આવ્યું. થોડી વાર પછી તે બોલી ઊઠી: " એમની ભગવદ્ભક્તિએ મારા અંતઃકરણનું એટલું બધું આકર્ષણ કર્યું છે, તથા મને એટલી બધી રીઝવી છે કે, હું એમનેજ મારા પતિ, મારા આરાધ્ય દેવ માની ચૂકી છું. (મન ભક્તિહી રિઝાઇ લિયો, કિયો પતિ, મુખ નહિ દેખ્યોં ઔર પિયાકો ) હવે હું બીજા કોઇ પુરુષનું મોં સરખું પણ દેખનાર નથી. મહારાજ! તમે ફરીથી એમની પાસે જાઓ અને કહો કે, 'જો આપ મને આપના ચરણની દાસી નહિ બનાવો તો આપને સ્ત્રીહત્યાનું પાપ લાગશે; કેમકે આપના વગર આ દેહમાં પ્રાણ ટકી શકનાર નથી.' "

કૈ અપના વહિ મોહિવેં, કૈ મૈં ત્યાગી દેહ<br>
ભક્ત શિરોમણી નૃપતિ તે, કહે હું વિપ્રવર નેહ !

( નાભાજી-ભક્તમાલ )

બ્રાહ્મણે ફરીથી જઇને અંબરીષ રાજાને રાજકન્યાનો એમ-

ના પ્રત્યેનો પ્રેમ જણાવ્યો. રાજા એના સાચા પ્રેમની વાત સાંભળીને પ્રસન્ન થયો અને આ પણ એક ધર્મસંકટ છે, એમ ધારીને પોતાનું ખાંડું મોકલીને તેની સાથે લગ્ન કર્યું.

લગ્ન થયા પછી રાજકન્યા ઘણાજ ઉત્સાહપૂર્વક સાસરે આવી. પતિપત્ની બન્ને એકબીજાનો પ્રભુપ્રેમ જોઇને મુગ્ધ થઇ ગયાં. રાજાએ આજ્ઞા આપી કે, "નવું રાજમંદિર સાફસૂફ કરીને એમાં રાણીનો નિવાસ રાખો અને ઠાકોરજીના ભોગની બધી સામગ્રી ત્યાં તૈયાર રખાવો. એમ લાગે છે કે પૂર્વજન્મમાં એની ભક્તિ સંબંધી કોઇ વિમળ વાસના અધૂરી રહી ગઇ હશે, એ પૂરી કરવા સારૂ મારી સાથે એનું લગ્ન થયું છે."

ભક્તિમતી રાણી પોતાના મહેલમાં રહેવા લાગી. એક દિવસ પાછલી રાતે ઊઠીને તેણે પતિના પૂજાભવનમાં પ્રવેશ કર્યો અને મંદિરનો પૂંજો પોતાને હાથે કાઢીને તથા વાસણ આદિ માંજીને ઠાકોરજીની સેવા કરી ગઇ. દરરોજ એ સેવાકૃત્ય રાજા પોતે કરતા હતા. સવારના પહોરમાં રાજાએ જઇને મંદિર જોયું ત્યારે એને ઘણું આશ્ચર્ય ઉત્પન્ન થયું કે, મારે કરવાનું કાર્ય કયો ચોર કરી જાય છે? ત્રણ દિવસ સુધી એજ પ્રમાણે થયું. ચોથે દિવસે રાજા સંતાઇને બેઠા, તો ભક્તિમતી રાણીને સેવા કરતી જોઈને પ્રસન્ન થયા અને કહ્યું કે, "તમારા મનમાં સેવાની આટલી બધી ઉત્કંઠા છે તો એમને તમારા મહેલમાંજ કેમ નથી પધરાવતાં, કે જેથી એમની પૂજાનો ભાર તમારે માથેજ રહે."

શ્રીભક્તરાજના શુદ્ધ અંતઃકરણમાંથી પ્રીતિપૂર્વક નીકળેલા આ શબ્દો સાંભળતાંવારજ પ્રેમમૂર્તિ રાણીને એટલો બધો આનંદ થયો કે, એણે એ સૂચનાને ગુરુમંત્ર સમાન ગણીને સ્વીકારી. પ્રાતઃકાળ થતાંજ તેણે ધામધૂમપૂર્વક પૂજાઅર્ચના સહિત ઠાકોરજીની મૂર્તિને પોતાના મહેલમાં પધરાવી. હવે એણે પોતાનેજ હાથે ઠાકોરજીને શણગાર સજાવવા માંડ્યા. એનાં નેત્રોમાંથી પ્રેમાનંદ વરસતો હતો. રાણીની ભક્તિની પ્રશંસા ચારે દિશામાં છવાઈ ગઇ.

પત્નીના સુયશનાં વૃત્તાંત રાજાને કાને પણ પડતાં. જે ઠાકોરજીનું પૂજન રાણી આટલા પ્રેમથી કરી રહી હતી, તેમનાં દર્શન કરવાની રાજાને પણ ઉત્કંઠા થઈ અને એક દિવસ વ્યાકુળ ચિત્તે

એ રાણીના મંદિર તરફ ચાલી નીકળ્યા. એમણે ધીમે પગે ત્યાં જઇને દ્વારરક્ષકોને કહ્યું કે, "હું ચુપચાપ રાણીની ભક્તિ જોવા માગું છું, તમે એને મારા આવ્યાની ખબર આપશો નહિ." મંદિરની સમીપ જઇને જુએ છે તો પ્રભુના અનુરાગથી મસ્ત બનેલી સુંદરી પોતાના શરીરનું ભાન ભૂલી જઇને પ્રેમરંગમાં મગ્ન થઇ છે. એનાં નેત્રોમાંથી પ્રેમાનંદની અમૃતધારા દડદડ વહી રહી છે. વીણા વગાડીને કોમળ સ્વરે પ્રભુનો યશ ગાઇને એ ઠાકોરજીને રીઝવી રહી છે. એ સ્થિતિમાં રાણીને જોઇને અંબરીષના હૃદયમાં પત્ની માટે ઘણું માન ઉત્પન્ન થયું. એ મનમાં વિચારવા લાગ્યાઃ "આજની ઘડી ધન્ય છે! આજનો દિવસ ધન્ય છે!"

કોઉ લૈઆઁન નવીન સુરનતે મનહુ વશીકર આપે.
કોઉ મૃગનયની કોકિલબયની, પંચમ રાગ અલાપૈ.

**नाहं वसामि वैकुण्ठे योगिनां हृदये न च ।**
**मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि नारद ॥**

હવે રાજાથી બારણા આગળ ઝાઝો વખત ન ઊભા રહી શકાયું: જાહેર રીતે એ પત્નીની પાસે ગયા. પ્રભુ-પ્રેમનિમગ્ન રાણીનું ધ્યાન હવે સેવામાંથી ભક્તરાજ તરફ ગયું. એણે જોયું કે મારા હરિ-પતિદેવ-હિતોપદેશ આપી સન્માર્ગની મારી વૃત્તિઓને પોષનાર ગુરુ-રાજા અંબરીષ પાસેજ ઊભા છે. એમનો આદરસત્કાર કરવા રાણી ઊભી થઇ, એટલે રાજાએ કહ્યું: "તમારા કાર્યમાં વિક્ષેપ ન પડવા દો. ને 'વૈસેહી બજાવો બીન તાનનિ નવીન લૈકોઝીન સુર કાનપરે, જાતિ મતિ ખોઇએ' પ્રિયે! તમે તો વીણા એક ક્ષણ પણ અટક્યા વિના વગાડ્યાજ કરો અને મધુર સ્વરથી પ્રભુનું યશગાન કર્યાજ કરો, કેમકે એ ભક્તિરૂપી અમૃત વગર મારો પ્રાણ અકળાઇ રહ્યો છે."

રાણીના ઉત્સાહમાં પતિના આ શબ્દોથી વધારો થયો. તરતજ એ હાથમાં વીણા લઇને ફરીથી મધુર સ્વરે આલાપવા લાગી. ભજન ગાતાં ગાતાં શ્યામસુંદરની મનમોહક મૂર્તિ તેની આગળ ખડી થઇ ગઇ અને એ એમાંજ મગ્ન થઇ ગઇ. રાજા પણ ભક્તિરસમાં લીન થઈ ગયો. બન્ને જણાંયે એજ પ્રમાણે ભજનમાં રાત્રી ગાળી. એ સુખરાત્રી એમને એક પળ સરખી લાગી. ખરેખર! એ અપૂર્વ સુખ તો જેણે અનુભવ્યું હોય તેજ જાણે! એ સુખમાં પડ્યા પછી મનુષ્ય ભૂખ, તરસ, નિદ્રા બધું વીસરી જાય

છે. જાગૃત, સુષુપ્ત કે સ્વપ્ન અવસ્થાનું પણ તેને ભાન રહેતું નથી અને બાહ્ય ઇંદ્રિયો પોતાનું શાસન છોડી દે છે.

રાણીની ભક્તિના આ સમાચાર બીજી બધી રાણીઓએ સાંભળ્યા કે, આજે તો એના કંઠે પ્રભુનાં ગુણગાન સાંભળવા સારૂ રાજાજીએ આખી રાત એના મહેલમાં વ્યતીત કરી. એ તો બધાની શિરોમણિ થઇ ગઇ, એની બરોબરી તો અમારાથી કેવી રીતે થાય? બધીએ વિચાર કર્યો કે મહારાજા ભગવાનની સેવા અને ભક્તિથીજ પ્રસન્ન થાય છે, માટે અમારે પણ એજ પ્રકારે સેવા અને ભક્તિદ્વારા પતિને વશ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

બધી રાણીઓએ એજ પ્રમાણે કર્યું. વિષયો ઉપરથી બુદ્ધિને ખસેડીને કેવળ ભગવદ્‌ભજનમાંજ તેઓ રાતદિવસ વ્યતીત કરવા લાગી. રાજા અંબરીષ એમનું વર્તન જોઇને પ્રસન્ન થયા અને બધાનાં મંદિરોમાં પધારીને, ભજનોમાં જોડાઇ, તેમના ઉત્સાહમાં વધારો કરવા લાગ્યા. રાણીઓનો દાખલો જોઇને નગરવાસી જનો પણ રાજાને પ્રસન્ન રાખવા સારૂ ભગવદ્‌ભક્તિમાં ચિત્ત પરોવવા લાગ્યા. નિત્ય નવા ઉત્સવો અને કીર્તન સમારંભ થવા લાગ્યા. આ પ્રમાણે એક પરમ વિદુષી અને ભક્તિમતી રાણીના પ્રભાવથી ઘેરેઘેર ભક્તિની કલ્પલતા ફેલાઇ ગઈ. ધન્ય છે એ રાણીને!



# स्त्रीओने सूचना

સ્ત્રીઓને સુખી થવા માટે એક સ્ત્રીસહાયક મંડળે આપેલી સૂચનાઓ:—

૧. ઉડાઉ થશો નહિ. એક પુરુષને આર્થિક પરાધીનતા-માંથી છૂટીને સ્વતંત્ર થવાનું ભવિષ્ય જેવું ગમે છે; તેવું બીજું કાંઇ ગમતું નથી.

૨. તમારૂં ઘર સાફ રાખજો. આખો દિવસ કામ કરીને થાકી ગયેલા પુરુષને પોતાના સુવ્યવસ્થિત સ્વચ્છ ઘરથી જેટલો આનંદ મળે છે, તેટલો બીજા કશાથી મળતો નથી.

૩. તમારો દેહ કદરૂપો બને, તેવું કશુંજ થવા દેશો નહિ.

૪. બીજા પુરુષો તમારા તરફ ખેંચાય તેવું પણ કશું કરશો નહિ; કેમકે ધણીઓ ઘણા અદેખા હોય છે અને કેટલાક નિષ્કારણ વહેમી બને છે.

૫. પતિ વાજબી નિયમ પાળવાનું કહે તો સામાં થતાં નહિ.

૬. તમારા પિયરમાં બહુ વખત ગુમાવશો નહિ.

૭. તમારી કૌટુમ્બિક બાબતોમાં તમારા પાડોશીની સલાહ માનતાં નહિ, અથવા તમારાં પિયરિયાંની સલાહે ચાલવાનો બહુ આગ્રહ કરતાં નહિ, પણ જાતેજ વિચાર કરી લેજો અને તમારા ધણી સાથે મસલત કરજો.

૮. તમારા ધણીને ઉતારી પાડશો નહિ. આવેશમાં પણ તમે તમારા ધણી માટે દર્શાવેલા ખોટા વિચારનો બીજાઓ લાભ લઇ તેને તમારા ધણીના ચારિત્ર્ય અને શક્તિઓનું ખરૂં માપ માનશે.

૯. હસજો, સર્વ બાબતોમાં ધ્યાન રાખજો. તમારો ધણી કંટાળ્યો હશે, થાક્યો હશે, તો તમારૂં હાસ્ય તેનો ઉતાર છે. તમારા ધણીની લાગણીઓનો જો તમે ખ્યાલ રાખશો, તો તે પણ તમારી લાગણીઓને માન આપશે.

૧૦. તમારૂં સ્ત્રીત્વ ભૂલશો નહિ. પુરુષો, એ વધારે મોટા થયેલા બાળકો છે. તેઓને તમે પટાવશો, તેની પરવા તેઓ નહિ કરે; પણ દબાવવા જશો, તો સામા થશે અને જો તમે સ્ત્રી-ઉચિત વિનય અને સહનશીલતાથી તેની સાથે વર્તશો, તો તે અવળા સ્વભાવનો હશે, તોપણ તમારા તરફ તેનો સદ્ભાવ ખેંચાશે અને તેને અંકુશમાં રાખી શકાશે.

# नववधूने ११ उपदेश

જાપાનમાં માતા પુત્રીને લગ્નદિવસે ૧૧ ઉપદેશ આપે છેઃ—

૧. બેટી! આજે લગ્ન થયા પછી તું મારી પુત્રી નહિ રહે. આજ સુધી તું જે પ્રકારે મારી અને તારા પિતાની આજ્ઞા પાળતી રહી છે, તેજ પ્રમાણે હવે તારાં સાસુસસરાની આજ્ઞાનું પાલન કરજે.

૨. લગ્ન પછી માત્ર એક પતિજ તારો સ્વામી થશે. તેની સાથે હમેશાં નમ્રતા અને મોટું મન રાખજે. પોતાના પતિની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવું એ સ્ત્રીનો સર્વશ્રેષ્ઠ ગુણ છે.

૩. સાસરિયાં સાથે હમેશાં વિનય અને સહનશીલતા રાખજે.

૪. તેમની સાથે કદી અણબનાવ ન કરીશ, નહિ તો પતિનો પ્રેમ ખોઇશ.

૫. ક્રોધ ના કરીશ; પતિ કંઇ અયોગ્ય કરે, ત્યારે પણ મૌનજ રાખજે. જ્યારે પતિ શાંત થાય, ત્યારે નમ્રતાથી તેમને સમજાવજે.

૬. બહુ વાતો ના કરીશ. જૂઠું ના બોલીશ. પાડોશીની નીંદા પણ ન કરીશ.

૭. હાથ જોનારા વગેરેને તારા ભાગ્યની હકીકત ન પૂછીશ.

૮. તારૂં ગૃહકાર્ય કરકસરથી ચલાવજે અને સાવધાનીપૂર્વક બધી વ્યવસ્થા રાખજે.

૯. તારા પિતાની ઉચ્ચ પદવી અથવા અમીરીનો ફાંકો ન રાખીશ. પતિ સમક્ષ તારા પિતાની ધનાઢ્યતાનાં કદી પણ વખાણ ના કરીશ.

૧૦. તું યુવાન છતાં પણ યુવતીઓના ટોળામાં ન બેસતી. (અર્થાત્ વૃદ્ધો પાસેજ બેસવું હિતકર છે.)

૧૧. હમેશાં સ્વચ્છતા અને લજ્જા જળવાય, એવાંજ વસ્ત્રો પહેરજે. બહુ ભભકાદાર રંગનાં વસ્ત્ર ના પહેરીશ.

આ ઉપદેશ પ્રાચીન કાળથી પરંપરાગત ચાલતો આવ્યો છે.

# બહેનો ! આ વાત ન ભૂલશો

મહાભારતમાં ગવાયેલો એક સર્વજ્ઞાત કથાપ્રસંગઃ—

કૌરવોની સાથે દ્યૂતમાં હારેલા પાંડવોની નજર સામે ભર-કૌરવસભામાં દુઃશાસને રજસ્વલા દ્રૌપદીના કેશ અને ચીર ખેંચ્યાં અને પરાજિત ( પણ સત્યપાલક ) પાંડવોએ એ દારુણ દુરાચાર નમેલે મસ્તકે સહી લીધો. પછી પાંડવો પોતાનું વચન પાળવા વનમાં ફરવા લાગ્યા અને ત્યાં બધે તેમની પાછળ પડછાયાની જેમ, કૌરવોનો અત્યાચાર તેમને સતાવવા લાગ્યો. કૌરવો તરફથી સદાય વરસી રહેલા એ ક્રૂર અને અસહ્ય જૂલમો છતાંયે, તેમનો ક્ષમાશીલ સ્વભાવ એ બધું ભૂલવા લાગ્યો; ત્યારે દ્રૌપદીજી પાંચે પતિઓને પોતાના ખેંચાયલા કેશ અને વસ્ત્રો બતાવી બતાવીને તથા હસ્તિનાપુરના રાજમાર્ગ ઉપર ધૂળમાં રગદોળાયેલી પોતાની દેહ દેખાડી દેખાડીને એ અત્યાચારોનું સ્મરણ કરાવતાં અને કહેતાં કે, "ભૂલવું હોય તો બધુંય ભૂલી જજો; પણ મારૂં—તમારી સ્ત્રીનું—અપમાન ન ભૂલજો."

ભારતીય બહેનો ! તમારા કેશ અને ચીર આ સરકારના અનેક દુઃશાસનોએ ખેંચ્યાં છે, તમને અનેક દુઃશાસનોએ રસ્તા ઉપર રગદોળી છે, તમારા ઉપર અનેક દુઃશાસનોએ ઘોર અત્યાચાર ગુજાર્યો છે. તમે ભારતના પુરુષોને કહો કે, "ભૂલવું હોય તો બધુંય ભૂલી જજો; પણ અમારૂં–તમારી બહેનોનું, તમારી માતાઓનું, તમારી પત્નીઓનું–અપમાન ન ભૂલજો." આપણા પુરુષો આજે એ અપમાનો અને અત્યાચારો ભૂલતા જતા લાગે છે. તમારો ધર્મ છે કે આપણા પુરુષોના દિલમાં એ અગ્નિ સદા જ્વલંત રાખવો અને એ અપમાનોની યાદ બુઝાવા ન દેવી. તમે સદાય કહેતાં રહેજો કે, "બધુંય ભૂલજો પણ તમારી નારીઓનું અપમાન ન ભૂલજો." એ અગ્નિ જો જીવતો હશે, તો એક દિવસ ફરી વાર કુરુક્ષેત્ર મંડાશે અને પાંડવોનો–ધર્મનો–વિજય થયો, તેમ ભારતવર્ષનો વિજય થશે !

( લેખિકાઃ–શ્રી. પાર્વતીદેવી તા. ૬–૯–૨૪ના 'સૌરાષ્ટ્રમાંથી' )

# ઘરેણાં પહેરાવી બાળકોનાં ખૂન કરાવો!

( લેખકઃ—શ્રી. લાભશંકર લક્ષ્મીદાસ, જૂનાગઢ )

આ દેશમાં અવિચારી હિંદુ તથા મુસલમાન માબાપો પોતાનાં બાળકોને ઘરેણાં પહેરાવે છે અને તેને પરિણામે સેંકડો બિચારાં બાળકોનાં જુદી જુદી રીતે ખૂન થાય છે.

હાલમાં બિજાપુરમાં બાર વરસની ઉંમરના એક હિંદુ છોકરાને બે બદમાશોએ ગળું દાબીને તેનાં ઘરેણાં માટે મારી નાખ્યો છે અને તેના માટે એક તહોમતદારને ફાંસીની સજા અને બીજાને જન્મ દેશનિકાલની સજા થયેલી છે.

તે હતભાગી છોકરાની લાશને તેની માએ મરેલી હાલતમાં ઓળખી હશે, ત્યારે તેણે કેટલી બૂમો પાડી હશે, કેટલા જોરથી છાતી કૂટી હશે અને પોતાના વહાલા દીકરાને ઘરેણાં પહેરાવીને પોતેજ તેનું ખૂન કરાવવા માટે તે મૂરખ સ્ત્રી કેટલી બધી પસ્તાણી હશે? વળી બીજી તરફ ફાંસી તથા જન્મદેશનિકાલની સજા પામેલા તહોમતદારોનાં કુટુંબોમાં પણ કેવી ત્રાસદાયક પોકાણ થઈ હશે; તેનો ખ્યાલ કોણ કરી શકશે? બીજા એક કેસમાં એક મુસલમાને પોતાના પાંચ વરસના ભત્રીજાને માત્ર ચાર રૂપિયાનાં ઘરેણાં માટે એક કૂવામાં નાખીને મારી નાખ્યો હતો!

મારા પોતાના શહેર જૂનાગઢની સરકારી કન્યાશાળામાં ઘરેણાં માટે થતાં ખૂનો સંબંધી મારાં હેંડબીલો મેં કેટલીક મુદત ઉપર ફેલાવેલાં હતાં. તે ચેતવણીની દરકાર નહિ કરીને એક છોકરી ઘરેણાં પહેરીને નિશાળે જતી હતી, તેવામાં કોઇ બદમાશ તેને મળ્યો, તે તેને ફોસલાવીને એકાંત જગ્યામાં લઇ ગયો, અને ત્યાં તેને નિર્દય રીતે મારી નાખીને તે બદમાશ તેનાં ઘરેણાં લઇ ગયો!

અહમદનગર જિલ્લાના એક ગામમાં પાંચ વરસની એક છોકરીના દાગીના માટે એક શખસે તેનું ગળું તથા પગ કાપી નાખીને મારી નાખી, તે માટે અહમદનગરના સેશન્સ જજે તે ખૂનીને ફાંસીની સજા કરી છે.

ઉપર પ્રમાણે કાંઈ સેંકડો ખૂનોના રિપોર્ટ આજ સુધીમાં વર્તમાનપત્રોમાં છપાયા છે, પણ હતભાગી હિંદુ તથા મુસલમાન માબાપો બસ ચેતતાંજ નથી. તેઓ તો પોતાનાં બાળકોને ઘરેણાં પહેરાવ્યેજ જાય છે અને પછી જ્યારે બાળકનું ખૂન થાય છે ત્યારે પોતાની મૂર્ખાઈ માટે પોક મૂકે છે!

# कचकडानी वस्तुओ वापरवामां पाप छे.

કચકડા માટે બિચારા લાખો કાચબાને કેવું ત્રાસદાયક દુઃખ દેવામાં આવે છે તેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

" રાત્રે માછીમારો કિનારા ઉપર જેમ બને તેમ છુપાઈ રહે છે અને જ્યારે કાચબાઓ પાણીની બહાર નીકળીને જમીન ઉપર આવે છે ત્યારે તે માછીમારો દોડી જઈને લોઢાના આંકડાવતી તેમને ચત્તા કરી નાખે છે અને સવાર સુધી એજ સ્થિતિમાં રાખે છે. પછી સવાર પડતાં તેમને કુદરતી સ્થિતિમાં ઊંધા પાડે છે અને ખીલીઓ સાથે તેમને મજબૂત બાંધે છે. પછી તેમની પીઠ પર સૂકાં પાંદડાં કે ઘાસ પાથરીને સળગાવે છે. ઢાલ (કાચબાની પીઠ) સાંધાઓથી છૂટી પડે પણ તે બગડે નહિ એટલી આગ લગાડવામાં આવે છે. પછી એક છરી ઢાલ નીચે ઘાલીને આસ્તે આસ્તે કાચબાની પીઠ કાપી જુદી પાડવામાં આવે છે. કોઈ પણ માણસ સહેજે સમજી શકશે કે એ ક્રિયા ઘણીજ ઘાતકી છે અને ઘણા કાચબાઓ તેથી મરી જાય છે; પરંતુ ઘણાખરા તેથી મરતા નથી અને વખત જતાં માણસની આંગળી ઉપરથી ઊખડેલો નખ પાછો ઊગે તેમ તે કાચબાઓને પણ નવી ઢાલ ઊગે છે."

ઉપર પ્રમાણે જ્યાંસુધી બિચારા કાચબાઓ જીવતા રહે અને તેમને ફરી ફરીને ઢાલ આવે ત્યાંસુધી ફરી ફરીને પકડીને ભયંકર દુઃખ દેવામાં આવે છે; માટે દરેક દયાળુ સ્ત્રીપુરુષની ફરજ છે કે એવી ક્રૂર રીતે મેળવેલી કાચબાની ઢાલ એટલે કચકડાના કરડા, વીંટી, બટન, ઘડિયાળની સાંકળી, કાંસકી વગેરે વસ્તુઓ વાપરવી જોઈએ નહિ.

## रबरनां रमकडांमांथी बाळकोने लागु पडतुं झेर

જે માબાપો બચ્ચાંને રબરનાં રમકડાં રમવા આપે છે, તેમને ખબર નથી હોતી કે તેથી તેઓ પોતાનાં વહાલાં બચ્ચાંઓની હાજરીમાં ઝેર દાખલ કરે છે. રબરનાં રમકડાંની બનાવટમાં સીસાનો ક્ષાર (વ્હાઈટ લૅડ) સફેદો વાપરવામાં આવે છે. આ ક્ષાર ઘણોજ ઝેરી ગણાય છે. જ્યારે બચ્ચાંઓ આવાં રમકડાં મોઢામાં નાખે છે ત્યારે તેના પેટની અંદર આ ઝેરી ક્ષાર જાય છે અને બચ્ચાંઓને અનેક દરદો જેવાં કે ખરાબ દાંત, બેવડો વળી ગયેલ બરડો, ગાગર જેવું પેટ વગેરે થાય છે. જે માતાઓ પોતાનાં બચ્ચાંઓને રમવાને માટે રબરની 'ધાવણી' આપે છે તે આનાથી ધડો લેશે કે? જૂના જમાનાની લાકડાની ધાવણીજ ઉત્તમ છે. રબરના કરતાં તે સસ્તી પણ મળે છે. બીજાં રમકડાં પણ લાકડાનાં અગર સફેદ કાચનાં વાપરવાં જોઈએ.

## क्रोध वखते माताना धावणमां ऊपजतुं झेर

વિદ્વાન ડૉકટરોએ એવી પરીક્ષા કરી છે કે જે માતા પોતાના બાળકને ધવરાવતી વખતે ક્રોધમાં આવેલી હોય છે તે માતાના ધાવણમાં અમુક પ્રકારનું ઝેર પેદા થાય છે. એક વખત એક માતા તેની પડોશણ સાથે ખૂબ લડવાડ કરીને ઘણીજ ગુસ્સે થઇ ગઇ હતી. એવી હાલતમાં ઘેર આવીને તરતજ પોતાના બાળકને ધવરાવવા છાતીએ વળગાડ્યું. બાળક ધાવ્યું કે તરત તેને આંચકી આવવા લાગી અને મરવા પડ્યું હોય તેવાં ચિહ્નો દેખાયાં. આટલા કારણસરજ આપણી ડોસીઓ જ્યારે જ્યારે માતા બાળકને ધવરાવવા બેસે છે ત્યારે તેને શાંત મનથી બેસીને બાળકને ધવરાવવાની સૂચના કરે છે. હાલના જમાનાની જુવાન માતાઓ આ ડોસીશાસ્ત્રનો અર્થ સમજશે કે પોતાનું ડહાપણ ચલાવશે? (તા. ૩૧--૫-૨૪ના 'હિંદુસ્તાન'માંથી)

# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( લક્ષ્મીના–સ્ત્રીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

“પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે.”

“ ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે.”

“ મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે.”

“ બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે.” **—સ્વ૦ પઢિયાર**

“પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો.” **—મહાત્મા ગાંધીજી**

## સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો

પૃષ્ઠ: ૨૬૪, કિં. ૧-૮-૦

કેળવણી, લગ્ન, ગામડાંની સ્ત્રી કાર્યક્ષેત્ર, શારી ગૃહઉદ્યોગ, સ્ત્રી ઇત્યાદિ અનેક

## નળાખ્યાન

પૃષ્ઠ: ૧૩૬, કિં. ૧-૦-૦

ગુજરાતના મહા રચિત કરુણ-ર પરથી તૈયાર કરી

## ઓખાહરણ

પૃષ્ઠ: ૧૧૨, કિં. ૦-૮-૦

મહાકવિથી પ્ર અક્ષરોમાં, અ અર્થ સાથે.

## પાકશાસ્ત્ર

પૃષ્ઠ: ૨૬૪, કિં. ૨-૮-૦

મિષ્ટાન્ન, ફરસાણ, શાકભાજીઓ, ચટણી, કચુંબરો તથા રાયતું, અથાણું, પાકો અને કેટલાંક ચૂર્ણો બનાવવાની સરળ રીતો.

## મોહિની અને બીજી વાતો

પૃષ્ઠ: ૧૫૬, કિં. ૧-૦-૦

સંસારજીવનમાં ડહાપણ કરાવતી બોધક અને સામાજિક ટૂંકી વાર્તાઓ.

## દેરાણીનો કલહ અને બીજી વાતો

પૃષ્ઠ: ૧૨૨, કિં. ૧-૦-૦

કુટુંબજીવનની કટુતા અને માધુર્યભર્યા પ્રસંગોના હૃદયદ ચિતાર આપતી વાર્તાઓ.

## ગરીબાઈનો સંસાર અને બીજી વાતો

પૃષ્ઠ: ૧૪૫, કિં. ૧-૦-૦

હિંદુ સમાજના કલેવર ઉપર પ્રકાશ નાખતી રસભરી નિર્દોષ વાર્તાઓ.

## નવ્વાણુનો ફેર અને બીજી વાતો

પૃષ્ઠ: ૧૪૮, કિં. ૧-૦-૦

માનવહૃદયના ધબકારાને શબ્દદેહ આપતી પ્રેરણાદાયી ટૂંકી વાર્તાઓ.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ**